શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

વર્ષ - ૬ ● જાન્યુઆરી - ૨૦૧૪ ● અંક - ૧

શિક્ષાપત્રી લખતા ભગવાન શ્રી સ્વામિનારાયણ, વડતાલ

શ્રી મહાવિષ્ણુયાગ પ્રસંગે હોમ કરતા પૂજ્ય પુરાણી સ્વામી તથા સંતો, અમદાવાદ ગુરુકુલ

નૂતન વિદ્યાલય ભવનનું ઉદ્ઘાટન કરતા પૂજ્ય સદ્ગુરુ સંતો, અમદાવાદ ગુરુકુલ

અમૃતપર્વ પ્રસંગે ગુરુકુલના ટ્રસ્ટી શ્રી નવિનભાઈ દવેનું સન્માન કરતા સદ્ગુરુ સંતો તથા ઉપસ્થિત ભક્તજનો, લોનાવાલા

ધનુર્માસ પ્રસંગે ગરીબોને ધાબળા વિતરણ તથા અનાથાશ્રમમાં સહાય કરતા SGVPના વિદ્યાર્થીઓ.

(1) Pujya Purani Swami and saints offering A*ahuties* in the Shree Mahavishnu Yag, Gurukul Ahmedabad
(2) Inauguration of New High School building with the holy hands of Honorable Sadguru saints
(3-4) Honour of Shree Navinbhai Dave, Trustee of Gurukul, by Sadguru Saints on the occasion of Amrut Parva, Lonavala (5-6) As a one of the social event of *Dhanur Maas*, Students are distributing blankets to needy people on rodeside and providing the educational kits to orphan house.

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૬, જાન્યુઆરી-૨૦૧૪, અંક-૧

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org
View Us: www.youtube.com/SwaminarayanGurukul
Find Us: www.facebook.com/GurukulParivar

## આજ અનુપમ દિવસ સખીરી...

આજ અનુપમ દિવસ સખીરી,
વસંતપંચમી આઇ;
પ્રેમમગન હોઇ પ્રભુસંગ ખેલે,
બહુવિધ રંગ બનાઇ...આજ
ચુવા ચંદન અબીર અરગજા,
કેસર ગાગર ઘોરી;
સબહિ સંગ લેહુ વ્રજવનિતા,
ભર ગુલાલ કી ઝોરી...આજ
ભૂષન વસન સુરંગી પહિરો,
પ્રેમ સે લ્યો પિચકારી;
શ્વેત વસ્ત્ર સબ ધારી શ્યામરો,
ખેલનકું ભયે ત્યારી...આજ
રસિકરાય સંગ ફાગ ખેલીકે,
તન મન અર્પણ કીજે;
મુક્તાનંદ કે નાથ કું ઉર ધારી,
જનમ સુફળ કરી લીજે...આજ

- સદ્‌ગુરુ મુક્તાનંદસ્વામી

# વ્હાલા ગુરુબંધુઓને...

- પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

વ્હાલા ગુરુબંધુઓ !

જય શ્રી સ્વામિનારાયણ. ભગવાનના સ્મરણ સાથે જે કંઇ પ્રેરણા થઇ રહી છે, તે આપના હૃદય સુધી પહોંચે એવા ભાવ સાથે લખું છું.

જે કોઈ એક પરમાત્મા છે, તે આપણને ભગવાન શ્રી સ્વામિનારાયણ સ્વરૂપે પ્રાપ્ત થયા છે. શ્રી સ્વામિનારાયણ ભગવાન અને શ્રી ગુણાતીત પરંપરાના સંતોનું આપણા જીવનમાં દિવ્ય અને અનેરું પ્રદાન છે.

ગુરુકુલ જીવન પદ્ધતિ એ પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે પ્રવર્તાવેલી દિવ્ય જીવન પદ્ધતિ છે. પૂર્વના કોઈ સંસ્કાર અથવા સદ્‌ગુરુ કે માતા-પિતાની કૃપાથી આપણને આ સર્વજીવ હિતકારી સંસ્થાની ઓળખાણ થઈ છે એટલું જ નહિ, પરંતુ સંસ્થાના મિશન માટે આપણે પસંદ પણ થયા છીએ.

હે ભક્તો ! આપણે હવે ક્ષણેક્ષણનો સદ્‌ઉપયોગ કરી ભગવાન સ્વામિનારાયણ અને સંસ્થાના હેતુ-ઉદ્દેશ્યમાં પોતાનું જીવન સમર્પિત કરવાનો દૃઢ સંકલ્પ કરવો જોઈએ. ગુરુકુલ પરિવારના સભ્ય તરીકેની તમારી પસંદગી એ એક દિવ્ય આધ્યાત્મિક જીવનનું આમંત્રણ છે. આપણા ઋષિમુનિઓ આર્ષદૃષ્ટા કહેવાયા છે. ભૂતકાળ, વર્થમાનકાળ અને ભવિષ્યકાળમાં જેની દૃષ્ટિ પહોંચી શકે અને જીવન અને સમાજના નિર્ણયો લઈ શકે એવી ઋષિપરંપરાના આપણે વારસદાર છીએ. સર્વે સંતો તમારા જીવન અને કાર્યથી ગૌરવ અનુભવી શકે એવા ભક્તોનું પ્રગટીકરણ કરવાનો આ અદ્દ્ભૂત અવસર તમને પ્રાપ્ત થયો છે.

આ મનુષ્યનું જીવન માત્ર ભોગયોનિ નથી, અહીં મનુષ્ય તરીકે જન્મ પામીને દેવત્વથી માંડીને મુક્ત જીવન સુધી પ્રયાણ કરી શકાય એવા નિષ્કામ કર્મ કરવાનો આ શુભ અવસર છે. પશુ-પક્ષી વગેરે માત્ર ભોગયોનિ છે, તેમનાથી સમજપૂર્વકના નવા કર્મ થઈ શકતા નથી, તેથી તેઓ માત્ર ખાવું-પીવું, આરામ-નિદ્રા અને સંતતિ ઉત્પન્ન કરવામાં જ સિમિત રહે છે. એકમાત્ર મનુષ્યને જ ભગવાને એવી વિવેક બુદ્ધિ આપી છે કે જે વિચારી શકે છે, યોગ્ય-અયોગ્યનો નિર્ણય લઈ શકે છે, ધર્મસાધના કરી શકે છે, અર્થાત્ માનવ જીવનમાં આહાર, નિદ્રા, ભોગ ઉપરાંત ભગવદ્‌પ્રાપ્તિની પણ સંભાવના રહેલી છે. હવે આપણે નિર્ણય કરવાનો છે કે શું મારે માત્ર ભોગ જ ભોગવવા છે? આ એક એવો પ્રશ્ન છે

કે જેનો નિર્ણય આપણા સમગ્ર જીવનની દિશા બદલી નાખે છે.

આજે તમે નવયુવાન છો. તાજગી અને ઉત્સાહથી ભરેલા દીવડાઓ છો. તમારે જગતને પ્રકાશ આપવાનો છે. વેદકાલીન પ્રાચીન પરંપરાથી આપણા વડવાઓ વિશ્વને પ્રકાશ પ્રદાન કરતા આવ્યા છે. માત્ર ભોગ ભોગવીને પોતાના જીવનની ઈતિશ્રી કરેલ નથી. કાળની ગર્તામાં આજે બ્રહ્મતેજ ઝાંખું થઈ ગયું છે તેથી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે આ ગુરુકુલ દ્વારા એ બ્રહ્મતેજને પુનઃ પ્રગટાવવાનો મહાયજ્ઞ આરંભ કર્યો છે એમાં તમારી પસંદગી થઈ છે, માટે તમે બધા મહાભાગ્યશાળી છો. હવે આ મહત્‌ભાગ્યને ભગવત્પ્રાપ્તિમાં પ્રગટ કરવું કે ભોગ પ્રાપ્ત કરવા એ બાબત તમારા નિર્ણય પર આધારિત છે.

હે દિવ્ય આત્માઓ ! જાગો અને તમને પોતાને ઓળખો. 'અપ્પ દીપો ભવ !' તમે જ તમારા ગુરુ બની શકો એવું સામર્થ્ય પ્રાપ્ત કરો. સમય તો ભાગતો ચાલ્યો જાય છે. આપણે સમયથી આગળ દોડવાનું છે, જે પાછળ રહી જાય છે તે પસ્તાય છે, તમારા જીવનમાં એવો પસ્તાવો સંભવે નહિં એવી શ્રીહરિના ચરણોમાં પ્રાર્થના છે.

હે દિવ્યાત્માઓ ! તમે અગ્નિપુંજ છો. આ શરીર–મનથી અળગા એવા આત્મ–ચૈતન્યના અંગારાઓ છો. આ તેજતત્ત્વ જ તમારું સાચું સ્વરૂપ છે. શરીર–મન વગેરે તમારા સાધનો છે. આ સાધનોથી સાધના કરીને તમારી જાતને સત્ય સ્વરૂપમાં પ્રગટ કરો. તમારા દાદાઓ, પરદાદાઓ અને વડદાદાઓ તમારા સ્વરૂપ પ્રાગટ્યની રાહ જુએ છે. હે દેવતાઓ ! આજના યુગમાં સમર્પિત ચેતનાની મોટી ખોટ્ય છે. લેવાવાળા અનંત છે અને આપવાવાળા એકમાત્ર પરમાત્મા છે. આ પરમાત્માએ અમૂલ્ય જીવનની ભેટ જે માનવજાતને આપી છે તે આપણા ઋષિમુનિઓ અને સંતો છે. પરમાત્મા પ્રત્યેના ભક્તિભાવથી હૃદયને પુષ્ટ કર્યા વિના કોઈ સમર્પણ સંભવી શકતું નથી, તેથી સૌ પ્રથમ સંકુચિત, સ્વકેન્દ્રી તથા સ્વાર્થી વિચારો અને આયોજનોમાંથી બહાર નીકળી જવું અનિવાર્ય છે. જે સમર્પણની આજના સમાજને તાતી જરૂર છે. એ સમર્પણ બલિદાન વિના સંભવે નહિં.

કોઈ ધનના બલિદાન આપે છે, કોઈ વસ્તુ–પદાર્થ કે ભૌતિક ચીજોના બલિદાન આપે છે. અરે ! કોઈ પોતાના કુટુંબના અને શરીરના બલિદાનો પણ આપે છે, પરંતુ મનનાં બલિદાન કોણ આપે ? આના ઉપર તમારે વિચાર કરવાનો છે. હરિનો મારગ તો શૂરાઓનો માર્ગ છે, કાયરોનું ત્યાં કાંઈ કામ નથી.

હે ભક્તજનો ! આ હેતની વાતમાં જે હિત હોય તે શોધી કાઢજો અને જીવનમાં ઉતારજો. પૂર્વ સંસ્કારના સંબંધે આપણે ભેગા થયા છીએ. હવે ભગવાનનો માર્ગ હાથ લાગ્યો છે તો તેને કોઈપણ હિસાબે મુકવો નહીં.

શ્રી સ્વામિનારાયણ ભગવાન, શ્રી સ્વામિનારાયણ ભગવાનની આ સંસ્થા અને શ્રી સ્વામિનારાયણ ભગવાનના આ સંતો એ જ આપણું ભવિષ્ય અને વર્તમાન છે. પોતાના આત્માને એના રંગમા રંગાવા દો. આપણો સ્વાર્થ રંગ–રાગ છોડવો.

તું રંગાઈ જા ને રંગમાં સ્વામિનારાયણ તણા સત્સંગમાં...

તું રંગાઈ જા ને રંગમાં...

અસ્તુ જય શ્રી સ્વામિનારાયણ. ■

# મોહનવરને માન સંગાથે વેર જો...

- શાસ્ત્રી યજ્ઞવલ્લભદાસ

જગતમાં જીવપ્રાણીમાત્રને એક ઝંખના રહે છે, અને એ ઝંખના છે માનની. જેને આપણે અહમ્, ઘમંડ, અહંકાર, દેહાભિમાન વગેરે નામોથી ઓળખીએ છીએ.

આ માન અમૃત કરતા મીઠું, મધ જેવું ગળ્યું અને ધન કરતા પણ સારું લાગે છે. માન કોઈ પદાર્થ નથી, છતાં તેને પ્રાપ્ત કરવાની સહુંને તમન્ના રહે છે.

અરે...એક તુચ્છ મકોડા જેવું જીવડું પણ માન મૂકી શક્તું નથી. તેના માર્ગને અવરોધશો, તેને દૂર હડસેલી દેશો, છતાં તે પોતાના માર્ગની દીશા છોડશે નહી!

ઘર છોડવું સરળ છે, ધન છોડવું સરળ છે, પણ માન છોડવું ઘણું કઠણ છે. માન ખાતર મરવું પડે તો મંજુર છે પણ અહમ્ છોડવો નામંજુર છે.

કામ, ક્રોધ, લોભ આદિ દોષો આપણને દેખાય છે, જ્યારે માન દેખાતું નથી. માન ધીમાં અને કાતિલ ઝેર જેવું કામ કરે છે, જે સાધકને ધીમે ધીમે સાધનાના માર્ગમાંથી પાડી દે છે. અનેક વર્ષોની ઉપાસના પછી ઉઝરેલી સાધનાથી હરિયાળી ભૂમિને ક્ષણમાત્રમાં બંજર બનાવી દે છે.

તેથી જ મુક્તાનંદ સ્વામી કહે છે...

**સાંભળ બેની હરિ રીજ્યાની રીતડી,**
**મોહનવરને માન સંગાથે વેર જો,**
**સાધન સર્વે માન બગાડે પળ વિષે,**
**જેમ ભળીયું પયસાકરમાં અહિઝેર જો...**

દૂધને ઉકાળીને ઘાટું કર્યું હોય, તેમાં સાકર નાખી હોય, તાજા ફળોની નાની નાની કટકી નાખી હોય, એલાઈચી, જાયફળ જેવા તેજાના નાખ્યા હોય તે દૂધની સુંગધ જ મોઢામાં પાણી લાવી દે, પરંતુ જો તેમાં નાગદેવતાને મોઢું નાખતા જોઈ ગયા હોઈએ પછી એ દૂધને આપણે અડીએ પણ નહીં. તેમ જ સાધક સાધના કરી કરીને પોતાના જીવનને સુંગધથી ભરી દે છે, પરંતુ માન રુપી દોષ એક પળમાં સમગ્ર જીવનને ધૂળધાણી કરી નાખે છે.

ઝીંઝાવદરના ગામધણી શ્રી અલૈયા ખાચર શ્રીજી મહારાજના અનન્ય ભક્ત હતા. તેમનું સમર્પણ, તેમની સાધના તથા તેમનું ભજન સહુંને પ્રેરણા દેનારું હતું.

અલૈયાખાચર બાળપણથી જ અતિ શૂરવીર હતા. તેમણે અતિ ક્રુર એવા પોતાના પિતા આદિ કાઠીઓને પણ સન્માર્ગે દોર્યા હતા. પોતાના દરબારગઢમાં રહેલા દાસ-દાસીઓને શ્રીહરિના આશ્રિત કર્યા હતા. ન કેવળ ઘરના સભ્યો પરંતુ અલૈયા ખાચરે કથાવાર્તા કરી ઝીંઝાવદરના ઘણાં બધા લોકોને સત્સંગી કર્યા હતા.

ધનાઢ્ય પરિવારમાં જન્મ હોવા છતાં અલૈયા ખાચરે આજીવન બ્રહ્મચર્ય પાળી ભગવાન શ્રી સ્વામિનારાયણની દૃઢ ઉપાસના કરી હતી.

શ્રીજી મહારાજ અલૈયાખાચર ઉપર અત્યંત રાજી હતા. મહારાજે તેમને સત્સંગનો પ્રચાર કરવા તથા દેશ ફરવા વીસ પાર્ષદો આપ્યા હતા, અને સાથે સાથે એક ચમત્કારિક સોટી પણ આપી હતી. જેનો એક છેડો કોઈને અડાડે તો તેને સમાધિ થતી અને બીજો છેડો અડાડે તો સમાધિમાંથી ફરી જાગતા.

અલૈયા ખાચરનો સાથી જેહલો કરીને હતો, જે અલૈયા ખાચરની ગેરહાજરીમાં ધામમાં ગયો હતો. પરંતુ ગામના લોકોને પ્રતીતિ કરાવવા સ્મશાનમાં ચિત્તા ઉપર સુવાડેલા જેહલાને બેઠો કર્યો હતો.

શ્રીજી મહારાજને જ્યારે એકાંતવાસ કરવાની ઈચ્છા થાય ત્યારે અલૈયા ખાચરના ઘરે આવીને છૂપા રહેતા અને અલૈયા ખાચરની સેવા અંગીકાર કરતા.

શ્રીજી મહારાજે કચ્છમાંથી અઢાર જણાને પત્ર લખી સાધુ થવાની આજ્ઞા કરી હતી, તેમાં અલૈયા ખાચર પણ હતા. શ્રીજી મહારાજનો પત્ર વાંચી રસ્તામાંથી જ સર્વ વસ્ત્રાલંકારોનો ત્યાગ કરી ભગવા વસ્ત્રો પહેરી ચાલી નીકળ્યા હતા.

શિયાળાની કડકડતી ઠંડીમાં ઘેલાનદીના જળમાં બેસી તપ કરતા. ઠંડીને લીધે શરીરની ચામડી ફાટી ગઈ હતી અને તેમાંથી લોહી નીકળતું, છતાં મોડે સુધી પાણીમાં બેસી મહારાજનું ધ્યાન કરતા.

આમ અલૈયા ખાચરે પોતાની તમામ સત્તા, સંપત્તિ અને શરીર ભગવાન શ્રી સ્વામિનારાયણને સમર્પિ દીધુ હતું. અલૈયા ખાચરની ગણના શ્રેષ્ઠ ભક્ત તરીકેની થતી.

આવા ઉત્તમ ભક્ત હોવા છતાં એક દિવસ કોઈને ન મનાય તેવી ઘટના ઘટી.

શ્રીજી મહારાજ દાદાના દરબારમાં સભા કરીને

વિરાજમાન છે. મુક્તાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી વગેરે સંતો, પાર્ષદો તથા દાદા ખાચર, સુરા ખાચર, અલૈયા ખાચર, નાજા જોગીયા વગેરે દેશદેશના હરિભક્તોની સભા ભરાઈને બેઠી છે. સભામાં સંતો-ભક્તો પરસ્પર પ્રશ્ન-ઉત્તર કરી રહ્યા છે. તેમાં કોઈ ભક્તે મહારાજને પ્રશ્ન પૂછ્યો, 'હે મહારાજ ! ઉત્તમ ભક્તના લક્ષણો કેવા હોય ?'

શ્રીહરિ હરિભક્તના પ્રશ્નનો ઉત્તર આપતા થકા ઉત્તમ ભક્તના લક્ષણો બતાવી રહ્યા છે. વાત પૂરી થઈ એટલે મહારાજે મુક્તાનંદ સ્વામીને કહ્યું, ''સ્વામી ! આજે આપણા સત્સંગમાં આવા ઉત્તમ ભક્તો કેટલા હશે ?''

સ્વામી કહે, 'મહારાજ ! આપના પ્રતાપે આજે તો સત્સંગ સોળે કળાએ ખીલ્યો છે. સત્સંગમાં જ્યા દૃષ્ટી કરીએ ત્યાં ઘણાં ભક્તો નજરમાં આવે છે.'

મહારાજ કહે, ''સ્વામી ! આપણે એક કામ કરીએ. આપણે આજે એવા ઉત્તમ ભક્તોની ગણના કરવી છે. મારા હાથમાં આ માળા છે, સ્વામી ! તમે એક પછી એક નામ બોલતા જાઓ અને હું એક એક પારો મુક્તો જાઉ.''

મુક્તાનંદ સ્વામી કહે, 'સારું મહારાજ !' એમ કહી સ્વામી ભક્તોના નામ બોલવા લાગ્યા. સ્વામી કહે, 'મહારાજ ! પહેલી માળાના પહેલા પારે નેનપુરના દેવજીભગત.'

મહારાજ કહે, ''એ ખરા, હવે બીજા પારે કોણ ?''

સ્વામી કહે, 'બીજા દાદા ખાચર.' મહારાજ કહે, ''એ પણ સાચા.''

'ત્રીજા પર્વતભાઈ.' ''હા સ્વામી ! એ પણ સાચા.''

આમ એક, બે, ત્રણ નામ બોલાણા ત્યાં અલૈયા ખાચરના મનમાં ગોટા ચડવા માંડ્યા. મુક્તાનંદ સ્વામીના મુખે પોતાનું નામ એકથી ત્રણમાં ન સંભળાતા તેમનો ક્રોધ ભભૂકી ઉઠ્યો. આંખો લાલ થઈ ગઈ. પોતાનું હળાહળ અપમાન થયું છે એવું માની ક્રોધાગ્નિના આવેશમાં આવી ગયા. પાસે રાખેલી તલવારની મૂઠ ઉપર હાથ મૂકી લાલઘૂમ આંખો મુક્તાનંદ સ્વામી તરફ રાખી મ્યાનમાંથી તલવાર ખેંચી ! પરંતુ અલૈયા ખાચર કંઈક કરી બેસે તે પહેલા મહારાજે ઉંચા સાદે કહ્યું, ''થોભો થોભો સ્વામી ! આ બાબતમાં તમને બરાબર ગતાગમ ન પડી. દેવજીભગત, દાદા ખાચર, પર્વતભાઈ વગેરે તો ગૃહસ્થો કહેવાય, એ થોડા આ અખંડ બ્રહ્મચર્ય પાળનારા અલૈયા ખાચર પહેલા આવે ! અલૈયો તો અલૈયો ! એના જેવું બીજાથી ન થવાય.''

મહારાજની વાત સાંભળી મુક્તાનંદ સ્વામી કહે, 'હા મહારાજ ! તમારી વાત સાચી છે, આ બાબતમાં મારી ભૂલ થઈ ગઈ.'

આમ શ્રીજી મહારાજના સમયોચિત વિવેકથી એક અઘટીત ઘટના ઘટતી રહી ગઈ અને અલૈયા ખાચર શાંત થઈ ગયા.

સૌના હૃદયને હચમચાવી નાખે તેવી ઘટના. સત્સંગની મા મુક્તાનંદસ્વામી, જેમને સ્વયં મહારાજ ગુરુ તરીકે જુએ છે, આદર આપે છે. તેમને મારવા માટે તલવાર ઉપડે ! કારણ શું ? માન....

કેવી ઉચ્ચ સ્થિતિ અલૈયા ખાચરની ! કેવું સમર્પણ! કેવી સમજણ !.....પણ માત્રને માત્ર એક માન ખાતર મુક્તાનંદ સ્વામીને મારવા તૈયાર થઈ જવું.... ગિરનારની ટોચેથી ઉંડી ખીણમાં પડવા જેવી આ વાત છે !

આવો જ બીજો પ્રસંગ...

ભગવાન શ્રીહરિ કાઠીદરબારો સાથે ઘેલામાં ન્હાવા પધાર્યા. ચોમાસાનો સમય હતો એટલે નદીમાં નિર્મળ નિર વહેતું હતું. મહારાજ તથા કાઠીઓ ટેકરી ઉપર ચઢી ધુનામાં ઠેકડા મારતા હતા, એકબીજા ઉપર પાણી ઉછાળતા હતા, પાણીમાં ડૂબકી મારી એકબીજાને પકડવાની રમત રમતા હતા.

મહારાજ આ રમતમાં સહુથી કુશળતા પૂર્વક રમી રહ્યા હતા. પાણીમાં ડૂબકી મારી મહારાજ ઘણે દૂરથી બહાર નીકળતા હતા. બધા મોટે મોટેથી હસીને રમતનો આનંદ વ્યક્ત કરતા હતા. આમ પાણીમાં પકડદાવની રમત ખૂબ જામી હતી.

ત્યાં અચાનક ભવબ્રહ્માને પણ દુર્લભ એવી રમતમાં વિઘ્ન પડ્યું. મહારાજે ડૂબકી મારી પાણીની અંદર જ અલૈયા ખાચરના પગ પકડી ઉછાળીને પછાડ્યા. આમ અચાનક મહારાજના હુમલાથી અલૈયા ખાચર હેબતાઈ ગયા. અલૈયા ખાચરના મુખની

સ્થિતિ જોઈ સહું કાઠીઓ હસવા લાગ્યા. બધા કાઠીઓને પોતાની ઉપર હસતા જોઈ અલૈયા ખાચરનો અહમ ઘવાયો. ક્રોધના આવેગમાં આવી જેમ તેમ મહારાજની સામે બોલવા લાગ્યા.

પોતાના ભક્તમાં રહેલા દોષને નિર્મૂળ કરવા મહારાજ પણ આવેશમાં આવી ગયા અને અલૈયા ખાચરને કહ્યું, ''જાઓ ચાલ્યા જાઓ, અમારે તમારું કાંઈ કામ નથી.'' બધા કાઠીઓને પણ કહ્યું કે, ''આજથી આ અલૈયો વિમુખ છે, કોઈએ એને બોલાવવો નહી, એના ગામ જવું નહીં!''

મહારાજની આવી વાણી સાંભળી અલૈયા ખાચરને વધારે માઠું લાગ્યું અને ત્યાંથી તરત ચાલી નીસર્યા.

આ પ્રસંગ બન્યાને ઘણો સમય વીતી ગયો. એકાંતિક સ્થિતિને પામેલા ભક્તને માન દોષે એટલા બધા પાછા પાડી દીધા કે ધ્યાન, ભજન, પૂજા, દર્શન બધું જ છૂટી ગયું. મહારાજ, મહારાજના સંતો-ભક્તો બધા જ વિસરાઈ ગયા.

આ બાજુ મહારાજે શરીરે મંદવાડ ગ્રહણ કરી પોતાની લીલા સંકેલવાના સંકેતો આપી દીધા. સત્સંગની મા સદ્‌ગુરુ મુક્તાનંદસ્વામી તથા યોગીરાજ ગોપાળાનંદ સ્વામીને અલૈયા ખાચરની યાદ આવી. એ જીવનું કલ્યાણ ન બગડે એવા હેતુથી સંતોએ ઝીંઝાવદર સમાચાર મોકલ્યા કે, 'હવે મહારાજ વધારે સમય નહીં રહે, તો દર્શન કરી જાઓ.'

મહારાજના આવા સમાચાર સાંભળી અલૈયા ખાચર દર્શને આવ્યા. મહારાજ અક્ષર ઓરડીમાં પોઢ્યા હતા. અલૈયા ખાચર ઓરડીના બારણે આવ્યા એટલે મહારાજ તેમને જોઈ માથે ઓઢી ગયા. પોતાને જોઈ મહારાજ માથે ઓઢી ગયા એમ જાણી અલૈયા ખાચરના પગ ત્યાંજ થંભી ગયા. બારણાની સાખ ઝાલીને ઉભા રહ્યા, પણ મનની અક્કડતા મેલી ઓરડીમાં પ્રવેશી મહારાજની માફી ન માગી શક્યા. થોડીવાર આમને આમ ઉભા રહી ત્યાંથી જ પાછા વળી ગયા. ત્યાર બાદ થોડા જ દિવસોમાં મહારાજ સ્વધામ સિધાવી ગયા.

મહારાજ ધામમાં સિધાવ્યા બાદ અલૈયા ખાચર પાસે કોઈ વિકલ્પ બચ્યો નહોતો. બચ્યો હતો કેવળ એક પશ્ચાતાપ...પશ્ચાતાપ...પશ્ચાતાપ.

માટે જ તુલસીદાસજી કહે છે,

**કનક તજ્યો કામિની તજ્યો, તજ્યો ધાતુકો સંગ,**
**તુલસી લઘુ ભોજન કરી, જીવે માનકે રંગ.**

સાધનાના માર્ગે ચાલેલા સાધક માટે અલૈયા ખાચરના જીવનના આ પ્રસંગો અત્યંત ઉપયોગી છે. જો સાધક જાગૃત પ્રહરીની જેમ પોતાના અંતઃકરણને તપાસતો ન રહે તો પોતે કરેલી સાધનાની રાખ થતા થોડી પણ વાર ન લાગે.

જેમ કોઈ રાજકુમાર સુખ-વૈભવો વચ્ચે જીવી રહ્યો હોય અને અચાનક ભિક્ષાપાત્ર લઈ ભિક્ષા માગવી પડે ત્યારે જેવી સ્થિતિ તે રાજકુમારની થાય તેવી જ કંઈક સ્થિતિ સાધકની થાય છે. ન તો તે સમાજની વચ્ચે જીવી શકે કે ન સાધનાના માર્ગે ચાલી શકે.

માનભંગ થયાનો પ્રસંગ તો એક ક્ષણનો જ હોય છે, પણ એમનું પરિણામ આખી જીંદગી ભોગવે, છતાં પણ તેનો છેડો ન આવે.

મંગળીયામાંથી મંગળભાઈ બનેલા વડોદરાના એ હરિભક્ત પાછા મંગળીયો બની જાય. કારણ...કેવળને કેવળ એક માન!

ભારતવર્ષના ચક્રવર્તી સમ્રાટ પરિક્ષિતને આવકાર ન મળતા તેમણે કરેલી ભૂલને બદલે સાત જ દિવસમાં મૃત્યુને ભેટવું પડ્યું. શા માટે...માન!

મહારાજે મછીયાવ ગામનું અન્નજળ હરામ કર્યું. કારણ... ફઈબાએ પકડેલી જીદ!

આ બધા પ્રસંગો આપણા માટે પ્રેરણારુપ છે. જો ચેતી જઈએ તો બેડોપાર.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદસ્વામીની વાત પ્રમાણે આજે આપણે જે સુખ ભોગવીએ છીએ તેવું સુખ એ વખતે ક્યા હતું. આજે જે કાઈ દુઃખ છે એ આપણે ખોતરીને ઉભા કરેલા છે, અને એ પણ તુચ્છ પદાર્થ માટે.

મંદિરમાં આવ્યા તો કોઈએ અમારી સામું જોયું નહી, સારો ઉતારો આપ્યો નહી, અમારી મોટી સેવા હોવા છતાં અમને સભામાં હાર ન પહેરાવ્યો, હાર પહેરાવ્યો તો નાનો અને સાદા ફૂલનો પહેરાવ્યો, આ કાર્ય કરવામાં અમને પૂછ્યું પણ નહીં...બસ આવી નાની નાની બાબતોમાં આપણે પાછા પડી જઈએ છીએ.

ચડવું છે હિમાલયના ઉચ્ચ શિખરો ઉપર અને ચાલીએ છીએ ઉંડી ખીણના રસ્તે. છીએ રાજકુમાર અને ભિક્ષા માગી ભોજન કરવું છે.

પૂર્ણપુરુષોત્તમને મળવા નીકળ્યા છીએ અને રસ્તામાં આવતા કાંકરા-પથ્થરોમાં લોભાઈ જઈએ છીએ.

જો આપણું લક્ષ્ય આપણી દૃષ્ટી સમક્ષ હશે તો ક્યારેય આવી નાની નાની બાબતોમાં નહીં લોભાઈએ. જેને પ્રાપ્ત કરવા છે એમની સામું જોતા રહીશું તો આ સમસ્ત બ્રહ્માંડમાં કશુંય મેળવવા જેવું નહી લાગે.

માટે આપણામાં રહેલી થોડી ઘણી માન રુપી જાળીઓને તોડી આપણને મળેલા સદ્‌ગુરુઓના ચરણે સાર્વસ્વ સમર્પણ કરી, શ્રીહરિનો ભજતા રહીએ...આરાધતા રહીએ...તો લક્ષ્ય છેટું નહીં રહે. ■

# ઊઠો, જાગો અને ................ !!

- શાસ્ત્રી મુનિવત્સલદાસ

શૈક્ષણિક જગતના કર્મચારીથી લઈને ધર્મજગતના વક્તાઓને મુખે વસેલી આ અદ્ભૂત વાત ‘ઊઠો, જાગો અને ધ્યેયપ્રાપ્તિ સુધી મંડ્યા રહો’ જે ભારતીય સંસ્કૃતિના સંવાહક અને હિંદુત્વને વરેલા સ્વામી વિવેકાનંદના મુખેથી ઉદ્‌ઘોષિત થયેલ આ વિધાનનું મૂળ છે ભારતીય સંસ્કૃતિના આધારસ્તંભ સમાન વેદો. યજુર્વેદનું વિધાન છે, ‘उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत’ અર્થાત્ ‘ઊઠો, જાગો અને ધ્યેય પ્રાપ્ત કરો.’

આધુનિક યુગમાં દરેક ક્ષેત્રમાં મોટા ભાગના લોકો કોઈને કોઈ ધ્યેયને વરેલા જોવા મળે છે અને એ ધ્યેયની પ્રાપ્તિ માટે અથાગ પરિશ્રમ કરતા હોય છે, પણ ક્યારેક બને છે એવું કે, એ ધ્યેય સુધી પહોંચવાનો રસ્તો જ બદલી જાય છે અને કોઈ અજાણ્યા લક્ષ્ય ઉપર આવીને ઊભા રહી જાય છે.

અનાદિ અજ્ઞાનની ગાઢ નિદ્રામાં સૂતેલા માનવીને વેદોનું આ વિધાન જ જગાડી શકે છે અને જે જાગે છે તેને જ કંઈક પ્રાપ્તિ થાય છે. ‘जो जागत है वो पावत है, जो सोवत है वो खोवत है।’

માણસ જીવંત સૃષ્ટિનું એક ઉત્તમ ઉદાહરણ છે. રાત્રે નિદ્રા અને દિવસે જાગૃતિ પૂરતી નથી, આજે તો ચોવિસ કલાક દરેક માણસે ‘જાગૃત’ રહેવું પડે છે.

અનેક અસામાજિક તત્ત્વો સામાન્ય માણસ ઉપર પણ ગમે ત્યારે હાવી થઈ જાય છે, માટે જીવનમાં જાગૃતિ અનિવાર્ય બની ગઈ હોય તેવું લાગે છે. જીવનનું બીજું નામ છે જાગૃતિ. કેટલાક લોકો જાગતા હોવા છતાં પણ સ્વપ્નની દુનિયામાં ખોવાય જાય છે. હંમેશા કલ્પનાના જગતમાં જ રચ્યા પચ્યા રહેનારા લોકોને કદી જીવનનું ધ્યેય સ્પષ્ટ થતું નથી. ધ્યેયની સ્પષ્ટતા માટે પાયાની જરૂરિયાત છે- જાગૃતિ.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદસ્વામીની એક અદ્ભુત વાત છે કે, ‘अर्थं साधयामि वा देहं पातयामि’ એ ન્યાયે ધ્યેય સિદ્ધ કરવા રાત્રિ-દિવસ તનતોડ મહેનત કરનારા લોકો કહે છે કે, ‘आराम हराम है’, તો બીજી બાજુ કેટલાક આળસુ અને ઊંઘણશી લોકો કહે છે કે, ‘आराम ही हमारा है’. આધુનિક યુગમાં લોકો જ્યારે પૈસા ને વધારે મૂલ્યવાન ગણે છે ત્યારે એ લોકોને ઊંઘવાનો પણ સમય નથી હોતો.

ઊંઘ એ માણસની અનિવાર્યતા છે, પરંતુ કેટલાક લોકોના જીવનનું સર્વસ્વ બની ગઈ છે. ઊંઘથી માણસનો થાક દૂર થાય છે અને મનના ફેર ઉતરી જાય છે પણ એ યોગ્ય માત્રામાં લેવામાં આવે તો, નહીંતર એ જ ઊંઘ જીવનમાં આળસ અને પ્રમાદને વધારનારી પણ બની શકે છે.

બ્રાહ્મમૂહુર્તની વાતો કરનારો આપણો સમાજ આજે કોઈક ગાઢ નિદ્રામાં સૂઈ ગયો હોય તેવું લાગે છે. શિયાળાની ગુલાબી ઠંડીમાં સવારે વહેલું ઊઠવું એ એક સાધના થઈ પડી છે. શિયાળાની કાતિલ ઠંડીમાં વહેલી સવારે જે ગરમ હૂંફ આપતા ધાબળાનો ત્યાગ કરીને પથારી છોડી શકે તે જીવનમાં નાની નાની કુટેવોથી લઈને ઘણું બધું છોડી શકે છે.

સૂતેલાને જગાડી શકાય છે પરંતુ જે જાગતો થકો સૂતો હોવાનો ઢોંગ કરે તેને તો ઈશ્વર પણ જગાડી શકતો નથી. એક વખત મનોમન જાગૃતિ આવી જાય પછી તેને પરાણે કહેવું પડતું નથી કે, સવારે વહેલું ઊઠવું જોઈએ. ‘મન હોય ચંગા તો કથરોટમે ગંગા.’

આ તો ભૌતિક જાગૃતિની વાત થઈ પરંતુ આદર્શ માનવજીવન માટે પણ ઘણી બધી જાગૃતિની જરૂર છે.

એક કાલ્પનિક અદ્ભુત બોધકથા છે. એક વિશાળ નગર હતું. એ નગરની વિશિષ્ટતા એ હતી કે, તેની ચારે બાજુ ગીચ જંગલ હતું. એ નગરનો રાજા ખૂબ ચતુર હતો. ચારે બાજુથી જંગલી હિંસક પ્રાણીઓથી ઘેરાયેલી અને અનેક વિદ્વેષી રાજાઓના સંભવિત આક્રમણનો ભય હોવા છતાં પણ રાજાના શૌર્ય અને બુદ્ધિ ચાતુર્યથી આ નગરી સુરક્ષિત હતી. ચતુરાઈની સાથોસાથ એક સંતને છાજે એવું એનું પવિત્ર જીવન હતું. એક મા બાળકને સાચવે તેવી રીતે એ પોતાની પ્રજાનું પાલન-પોષણ કરતો હતો. અઢળક ધન-સંપત્તિનો આસામી હોવા છતાં પણ રાજાને એક વાતનું દુ:ખ હતું. રાજાનો કુંવર આળસુ, પ્રમાદી, ગાફલ અને ઊંઘણશી હતો.

એકનો એક કુંવર હોવા છતાં પણ રાજા એને રાજગાદી સોંપી શકે તેવી પરિસ્થિતિ નહોતી. હજુ તો કુંવરની ઉંમર માત્ર ૨૫ વર્ષની જ હતી પરંતુ

જાહોજલાલી અને મોજશોખની દુનિયામાં તે ખોવાઈ ગયો હતો. દુનિયાના બધી જ પ્રકારના વ્યસનોમાં એણે પ્રવેશ મેળવી લીધો હતો. કુંવર એક સજ્જન રાજાનો વારસદાર છે, એ વાત નગરની સામાન્ય પ્રજા પણ સ્વીકારવા તૈયાર નહોતી. કુંવરની કુટેવોથી રાજા કંટાળી ગયો હતો.

ભગવાને અજબ-ગજબની દુનિયાનું સર્જન કર્યું છે. દુનિયામાં ઘણા એવા લોકો છે કે જેને કોઈ સંતાન નથી એ વાતનું એમને દુઃખ છે તો બીજી બાજુ કેટલાક લોકો એવા છે કે જેમને સંતાન ઘણાં છે પણ એ કુપાત્ર છે-એમને એ વાતનું દુઃખ છે. મોટા ભાગના ધનાઢ્ય લોકો માટે આ ચિંતાજનક વિષય છે. રાજાની પણ કંઈક આવી જ દશા હતી.

એક વખત રાજા પોતાના પુત્રની આદતોથી ચિંતાતુર હૈયે નગરથી ખુબ દૂર જંગલમાં વસેલા એક ઋષિના આશ્રમમાં જઈને કુંવર વિષયક બધી વાત કરે છે. રાજાની ચિંતા જોઈને ઋષિ તેને ધીરજ અને સાંત્વના આપતા કહે છે કે, 'હે રાજન્ ! તમે કુંવરને એક વર્ષ માટે મને સોંપી દો, હું તેને એક સારો માણસ બનાવીશ.'

ફરી એકવાર ચાણક્ય અને ચંદ્રગુપ્ત મોર્યનો ઈતિહાસ પુનરાવર્તિત થતો હોય, એવી આ વાત હતી.

ઋષિના કહેવા પ્રમાણે રાજા કુંવરની ઈચ્છા ન હોવા છતાં પણ પરાણે રાજકુંવરને નગરથી ખુબ જ દૂર ઋષિના આશ્રમમાં એકલો મૂકી આવે છે. રાજમહેલના સુખ-વૈભવને છોડી વલ્કલધારી વનવાસી ઋષિના આશ્રમમાં રહેવુ, એ રાજકુંવર માટે એક પ્રકારનું મૃત્યુ જ હતું.

'પારકી મા કાન વીંધે' એ ન્યાયે ઋષિએ પહેલા જ દિવસે કુંવરને સચોટ શબ્દોમાં કહી દીધું કે, 'કુંવર સાહેબ ! આજથી તમે ભૂલી જજો કે તમે એક રાજાના પુત્ર છો, આજથી તું મારો શિષ્ય છે અને હું જે કહું એ પ્રમાણે તારે કરવાનું છે, નહિતર તું અહીંથી જઈ શકે છે.'

આશ્રમ ચારે બાજુથી હિંસક પ્રાણીઓથી ઘેરાયેલો હતો, એટલે ચારે બાજુ મૃત્યુના મુખમાં જવા જેવી વાત હતી. આશ્રમને છોડીને જઈ શકાય એવો કોઈ વિકલ્પ કુંવર પાસે હતો નહિ તેથી ઋષિ કહે તેમ કરવામાં જ કુંવરનું હિત હતું. કુંવરે માથું ધુણાવી હા પાડી.

વર્ષના પ્રથમ દિવસથી કુંવરની શિક્ષાનો પ્રારંભ થયો. ઋષિએ કુંવરને કહ્યું કે, 'તારે દરરોજ સૂર્યોદય પહેલા જાગી જવાનું.' પણ ઊંઘણશી કુંવર માટે એ અશક્ય વાત હતી. આશ્રમમાં વિદ્યાભ્યાસ કરનારા બીજા શિષ્યોની સાપેક્ષમા કુંવર સાહેબ છેલ્લી કક્ષાનો વિદ્યાર્થી હતો. થોડા દિવસ સુધી તો ઋષિએ સ્વયં કુંવરની કુટિયામાં જઈને તેને જગાડ્યો. દરરોજ વહેલી સવારે ઋષિ કુંવરની કુટીયામાં આવે અને સાદ કરે, 'કુંવર ઊઠો, જાગો... સવાર થયું.'

દિવસ દરમ્યાન અનેક વિદ્યાઓ શીખવે અને રાત્રે નૈતિક મૂલ્યોના પાઠ લેવાય. આખા વર્ષ દરમ્યાન અનેક અવનવા પ્રયોગો કરીને ઋષિએ કુંવરને જાગૃત કરી દીધો. વર્ષના અંતિમ દિવસોમાં તો કુંવર પૂર્ણ સજાગ થઈ ગયો ઋષિ કુટીયામાં પ્રવેશ કરે તે પહેલા તો કુંવર સાહેબ નિત્યવિધિ કરીને પૂજા-પાઠ કરતા હોય. તેને ખબર પણ ન પડી અને તે આદર્શ જીવનપદ્ધતિને અનુસરતો થઈ ગયો છે. પછી તો એવા દિવસો આવ્યા કે, કુંવર સ્વયં વહેલો ઊઠીને ઋષિને જગાડતો થઈ ગયો અને આશ્રમની સેવામાં લાગી ગયો. હવે આશ્રમમાં વિદ્યાભ્યાસ કરનારા શિષ્યોમાં કુંવરનું મોખરાનું સ્થાન હતું, એવું એનું આદર્શ જીવન થઈ ગયું.

એક વર્ષની શિક્ષા પૂર્ણ થઈ ગઈ હતી. રાજાને આપેલી મુદત પ્રમાણે ઋષિ કુંવરને લઈને રાજાના નગરમાં જાય છે. આશ્રમમાં એક વર્ષ પસાર કર્યા બાદ એના માથાના વાળ ખુબ જ વધી ગયા હતા. લાંબી દાઢી અને મસ્તક ઉપર જટાજૂટના મુગટથી કોઈ તેને ઓળખી ન શક્યું.

રાજમહેલમાં પહોંચે એ પહેલા જ એક અઘટિત ઘટના ઘટી. એ સમયે જંગલમાંથી એક ડાલામથો સિંહ નગરમાં પ્રવેશી નગરના લોકોને રંજાડવા લાગ્યો. બધા લોકો દરવાજાને ભોગળ ભીડી પોતપોતાના ઘરોમાં છુપાઈ ગયા, પણ નગરના પાલતું પ્રાણીઓ ક્યાં જાય ? અનેક નિર્દોષ ગાયો ઉપર સિંહે આક્રમણ કર્યું. એ સમયે કુંવરે પોતાની પરવા કર્યા વિના હાથમાં તલવાર લઈને સિંહ સાથે બાથ ભીડી. સિંહના પંજાના પ્રહાર સહિને પણ કુંવરે

હિંમત હાર્યા વિના સિંહને મારવાના પ્રયાસો ચાલુ રાખ્યા. નગરના બધા લોકો પોતપોતાના ઘરોના બારી-બારણાંઓની તિરાડોમાંથી મૃત્યુના મુખમાં ગયેલા આ અજાણ્યા માણસને નિહાળી રહ્યા હતા.

અનેક પ્રયાસો પછી લાગ જોઈને કુંવરે સિંહને તલવારને ઝાટકે દીધો. સિંહ ધરાશાયી થયો. પછી તો નગરના બધા લોકો ચારે બાજુથી ભેળા થઈ ગયા અને તે અજાણ્યા માણસને વંદન કરીને તેનો જયજયકાર કરવા લાગ્યા. બધા લોકો એ અજાણ્યા માણસને પાલખીમાં બેસાડી રાજાના દરબારમાં લાવ્યા અને રાજાને બધી વાત કરી. અજાણ્યા માણસનું આવું સાહસ જોઈને રાજાને થયું કે, 'આ માણસ તો રાજગાદી ઉપર બેસવા લાયક છે.' અજાણ્યા માણસની વેષભૂષા જોઈને રાજા પણ ઓળખી નહોતો શક્યો કે બધાની નજરમાં જે અત્યંત આળસુ, પ્રમાદી અને ગાફલ હતો તે આ અજાણ્યો માણસ પોતાનો જ કુંવર હતો.

રાજા કાંઈ બોલે ન બોલે ત્યાં તો નગરજનોની પાછળથી 'અલખ નિરંજન' કરતા ઋષિ રાજાની સામે આવીને ઊભા રહ્યા. ઋષિને આવેલા જોઈને ચતુર રાજા બધી જ વાત પામી ગયો. રાજસિંહાસનથી રાજાએ દોટ મૂકી અને ઋષિના પગ પકડીને કહ્યું કે,'મા'રાજ ! કહો કે આ અજાણ્યો માણસ મારો જ પુત્ર છે !'

રાજાની આતુરતા જોઈને ઋષિએ માથું ધુણાવી હા ભણી. રાજાના આનંદનો કોઈ પાર ન રહ્યો. તે દોડીને કુંવરને ભેટી પડ્યો. બધા નગરજનોને પણ ખ્યાલ આવ્યો કે આ રાજકુંવર છે. એજ સમયે બધા જ નગરજનોના આગ્રહ અને અભિપ્રાયથી રાજાએ કુંવરનો રાજ્યાભિષેક કર્યો. કુંવરે ઋષિને વંદન કર્યા અને પિતાની આજ્ઞાથી રાજ્યસિંહાસન ઉપર આરૂઢ થયો.

એક આળસુ, પ્રમાદી, ગાફળ અને અનેક દુર્ગુણોથી ભરેલા અને વ્યસનોના જંગલમાં ભૂલા પડેલા માણસને એક આદર્શ નાયક બનાવવાની તાકાત ભારતીય ઋષિમાં છે. એ વાતનું આ ઉત્તમ ઉદાહરણ છે.

આ છે પરિવર્તનની પરાકાષ્ઠા. 'માત સૂવાડે ને સંત જગાડે' એ વાત ખરેખર વાસ્તવિકતા લાગે છે. આદર્શ માનવજીવનનું સર્જન એક સાચા માર્ગદર્શક દ્વારા જ થઈ શકે છે.

જંગલમાં રહીને પશુજીવન જીવતા અને વટેમાર્ગુઓની ધન-સંપત્તિ લૂંટનાર વાલિયા જેવા ખુંખાર લૂંટારાને મહર્ષિ નારદજી જેવા માર્ગદર્શક મળ્યા તો લૂંટારામાંથી વાલ્મિકિ ઋષિ થઈ ગયા અને આદર્શ માનવજીવનની પ્રેરણા આપનાર હિન્દુ ધર્મના મહાન ગ્રંથ રામાયણની સમાજને ભેટ આપી.

સમગ્ર ગુર્જરધરામાં જેના નામથી સામાન્ય પ્રજા પણ ધ્રુજી ઉઠતી એવો જોબન વડતાલો પાપનો પર્વત ગણાતો, છતાં સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામીના સમાગમથી પ્રાતઃસ્મરણીય બની ગયો.

આ છે ભારતીય સંત પરંપરાનું સમાજ માટેનું યોગદાન.

સમાજથી દૂર રહીને પણ જે ઋષિ સામાજિક સમસ્યાનું સમાધાન કરે, એ ભારતીય ઋષિપરંપરાની વિશિષ્ટતા છે. સંત સમાજનો પથદર્શક છે. સમાજમાં આદર્શ નાગરિકોનું સર્જન કરવું એ માત્ર સ્કૂલ-કોલેજોનું જ કામ નથી પરંતુ સમાજના સહકારથી પોષણ પામતા દરેક ભેખધારીનું પણ કર્તવ્ય છે. એ વાતને ચરિતાર્થ કરી છે ગુરુકુલના સંસ્થાપક ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રીધર્મજીવનદાસજી સ્વામીએ.

ભગવાન શ્રીસ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં કહ્યું છે કે, '**प्रवर्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत्**' પૃથ્વી ઉપર સદ્‌વિદ્યાનું પ્રવર્તન કરવું, એ ખુબ જ મહાન પુણ્યકાર્ય છે. ભગવાન શ્રીહરિનો આ દિવ્ય સંદેશ સંપ્રદાયની અનેક શાખા-પ્રશાખાઓમાં સાકારિત થયેલો જોવા મળે છે. આજે આધુનિક યુગમાં પણ શાસ્ત્રીજી મહારાજે કંડારેલી કેડીએ અનેક ગુરુકુલોમાં શિક્ષણની સાથોસાથ સંસ્કારોનું સિંચન થાય છે અને એક સારા નાગરિકનું નિર્માણ થાય છે, જે આદર્શ માનવજીવનનું ઉત્તમ ઉદાહરણ છે.

પોતાના પુત્રને એક સજ્જન માણસ બનાવવા માટે એની શીક્ષા અને દીક્ષા માટે યોગ્ય સ્થાનની પસંદગી ખુબ જ અગત્યનો ભાગ ભજવે છે. મોટા ભાગના માતા-પિતા દીકરાના લાડ-કોડ અને સ્નેહ-શરમમાં નથી ઘેર બેઠા ઘડતર કરી શકતા કે નથી ઘરથી વિખુટો કરી યોગ્ય શિક્ષણ-સંસ્થાઓમાં સાચી કેળવણી આપી શકતા. પરિણામે નાનપણથી જ બાળક અનેક કુટેવો અને બદીઓનો શિકાર બને છે અને એના ખાટા-મીઠા ફળ માત્ર એના પરિવારને જ ભોગવવા પડે છે એટલું નહિ પરંતુ સમગ્ર સમાજ ઉપર એની ખુબ જ ઊંડી અસર થતી હોય છે.

માટે ઊઠો, જાગો અને..................પછી શું કરવું ? એ નિર્ણય આપનો છે. ■

# સમાચાર દર્શન

## શ્રી મહાવિષ્ણુયાગ, અમદાવાદ ગુરુકુલ

પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીનું સમગ્ર જીવન તપ અને અનુષ્ઠાનપ્રિય રહ્યું છે. સ્વામીએ કાર્તિક માસમાં કરેલા જનમંગલ, સર્વમંગલ તથા વિષ્ણુસહસ્ર સ્તોત્રના અનુષ્ઠાનની પૂર્ણાહુતિ નિમિત્તે અમદાવાદ ગુરુકુલ ખાતે તારીખ ૧૬ થી ૧૮ ડીસેમ્બર દરમિયાન ૧૭ કુંડી મહાવિષ્ણુયાગનું આયોજન કર્યું હતું. જેમાં અમેરિકા નિવાસી મનોજભાઈ કામલીયા યજમાન પદે જોડાયા હતા. આ મહાવિષ્ણુયાગમાં મોટી સંખ્યામાં સંતો, વિદ્યાર્થીઓ તથા ભક્તજનોએ હોમનો લાભ લીધો હતો.

## અમૃત પર્વ, લોનાવાલા

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પરમ પૂજ્ય જોગીસ્વામી, પરમ પૂજ્ય નારાયણ મામા વગેરેના કૃપાપાત્ર અને ગુરુકુલના ટ્રસ્ટી શ્રી નવિનભાઈ દવેના ૭૫ વર્ષ પૂર્ણ થતાં લોનાવાલા ખાતે અમૃતપર્વનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે નવિનભાઈના ફાર્મ હાઉસમાં મહાપૂજાનું આયોજન થયું હતું. મહાપૂજા પૂર્ણ થયા બાદ યોજાયેલ સત્સંગ સભામાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોના હસ્તે હાર પહેરાવી, શાલ ઓઢાડી તથા સન્માનપત્ર અર્પણ કરી નવિનભાઈનું સન્માન કરવામાં આવ્યું હતું.

આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે, 'નવિનભાઈ વર્ષોથી ગુરુકુલના ટ્રસ્ટી તરીકે રહી નિષ્કામ સેવા બજાવી રહ્યા છે. ન કેવળ ગુરુકુલ પરંતુ સારાએ સંપ્રદાયમાં તેઓનું યોગદાન અમૂલ્ય રહ્યું છે. ઈમેઝ પબ્લિકેશન દ્વારા નવિનભાઈ દવેએ સહિત્યના અમર વારસાને ઉજાગર રાખ્યો છે. આ ઉપરાંત અન્ય ઘણી સંસ્થાઓમાં નવિનભાઈનું સમર્પણ અજોડ રહ્યું છે. તેઓની સમજણ અને સમર્પણના લીધે સમાજમાં તેઓનું સ્થાન મોખરાનું છે.' મુંબઈ, પુના, સુરત, રાજકોટ વગેરે સ્થાનોથી મોટી સંખ્યામાં પધારેલા ભક્તજનોએ પણ નવિનભાઈનું સન્માન કર્યું હતું.

## શ્રીમદ્ સત્સંગિજીવન કથાપારાયણ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે પવિત્ર ધનુર્માસ અંતર્ગત તારીખ ૨૪ થી ૨૮ ડીસેમ્બર દરમિયાન ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર અ.નિ. પ.ભ. શ્રી ગોવિંદભાઈ નાગરદાસભાઈ પટેલની સ્મૃતિમાં તેઓના સુપુત્ર અમેરિકા નિવાસી પ.ભ. શ્રી કિરીટભાઈ પટેલના યજમાન પદે પંચદિનાત્મક શ્રીમદ્ સત્સંગિજીવન કથાનું આયોજન કરવામાં આવ્યું હતું. સવાર અને સાંજના સેશનમાં યોજાયેલ આ કથામાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજી મહારાજની ગઢપુરની લીલાઓનું રસાળ શૈલીમાં પાન કરાવ્યું હતું. ધનુર્માસની આ પાવનકારી કથામાં મોટી સંખ્યામાં ભક્તજનોએ કથાશ્રવણનો લાભ લીધો હતો.

## આયુષ વિવેક પરિષદ, SGVP

સ્વામી વિવેકાનંદજીની ૧૫૦ મી જન્મ જયંતિ નિમિત્તે આયુર્વેદ વ્યાસપીઠ, ગુજરાત દ્વારા તારીખ ૨૮-૨૯ ડીસેમ્બરના રોજ SGVP ખાતે નેશનલ આયુષ વિવેક પરિષદ યોજાઈ. આ પરિષદનું ઉદ્‌ઘાટન પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના હસ્તે દીપ પ્રાગટ્ય દ્વારા કરવામાં આવ્યું હતું. આ પરિષદનો મુખ્ય હેતું સમાજમાં આયુર્વેદ પ્રત્યે જાગૃતિ આવે તેવો રહ્યો હતો. આ પરિષદમાં ગુજરાત તેમજ દેશના પ્રસિદ્ધ વૈદ્યરાજોએ પધારી વિવિધ વિષયો ઉપર માર્ગદર્શન આપ્યું હતું, જેમાં ગુજરાતની કોલેજોના વિદ્યાર્થીઓએ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહી વિવિધ વિષયો ઉપર માર્ગદર્શન મેળવ્યું હતું. ઉપરાંત આયુર્વેદ વિષય ઉપર વિવિધ પ્રકારની શોધો, ઉત્પાદનો વગેરેનું પ્રદર્શન પણ રાખવામાં આવ્યું હતું. આ પરિષદની તમામ વ્યવસ્થા પૂજ્ય માધવચરણસ્વામી તેમજ અમૃતારોગ્યમ્‌ના વૈદ્યરાજોએ કરી હતી.

## રસ મહોત્સવ, જોધપુર

શ્રી પ્રથમેડા ગોધામ મહાતીર્થ દ્વારા રાજસ્થાનના જોધપુર શહેરમાં ૨૬ ડીસેમ્બરથી ૧ જાન્યુઆરી દરમિયાન રસ ભાગવત કથાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ દિવ્ય મહોત્સવમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી ઉપસ્થિત રહ્યા હતા. આ કથામાં રાજસ્થાનના પ્રસિદ્ધ વક્તા શ્રી રાધાકૃષ્ણજી મહારાજે પોતાની ભાવવહી શૈલીમાં કથામૃતનું પાન કરાવ્યું હતું. આ પ્રસંગે મોટી સંખ્યામાં ભારતવર્ષના ધર્માચાર્યો ઉપસ્થિત રહ્યા હતા.

## પંચામૃત મહોત્સવ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિદ્યાર્થી ભુવન સુરેન્દ્રનગર દ્વારા તારીખ ૧ થી ૫ જાન્યુઆરી દરમિયાન અ. નિ. પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી નારાયણસેવાદાસજી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં પંચામૃત મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. પરમ પૂજ્ય મહાત્મા સ્વામીના માર્ગદર્શન પ્રમાણે ઉજવાયેલ આ મહોત્સવમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામીએ શ્રીમદ્‌ સત્સંગિજીવનની કથાનું શ્રવણ કરાવ્યું હતું. વિવિધ આયોજનો સાથે ઉજવાયેલ આ મહોત્સવમાં મોટી સંખ્યામાં હરિભક્તોએ હાજરી આપી કથાનો લાભ લીધો હતો.

## વ્યાખ્યાનમાળા, બાપુનગર

શ્રી મહિલા સંસ્કાર કેન્દ્ર, બાપુનગર ખાતે ધનુર્માસ અંતર્ગત તારીખ ૬ થી ૧૦ જાન્યુઆરી દરમિયાન વ્યાખ્યાનમાળાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ વ્યાખ્યાન માળામાં પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંત સ્વામીએ આદર્શ ભક્તગાથાઓનું શ્રવણ કરાવ્યું હતું. જેમાં બાપુનગર તથા આજુબાજુના વિસ્તારના ભક્તજનોએ મોટી સંખ્યામાં હાજર રહી કથા શ્રવણનો લાભ લીધો હતો.

## શ્રી ગોપીનાથ યુવકમંડળ સ્નેહમિલન

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે વર્ષોથી પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીના સાનિધ્યમાં યુવક મંડળ ચાલી રહ્યું છે, જેમાં ઘણી મોટી સંખ્યામાં યુવાનો જોડાઈ સત્સંગના સંસ્કારો મેળવે છે. યુવક મંડળના જ સભ્ય તથા ગુરુકુલના સન્નિષ્ઠ સેવક શ્રી પ્રકાશભાઈ ગજ્જરનું નૂતન ફાર્મ હાઉસ તૈયાર થતા સૌ પ્રથમ સદ્‌ગુરુ સંતો તથા ગુરુકુલ પરિવારના ભક્તજનો પધરામણી કરે એવા શુભ હેતુથી તારીખ ૧૦ જાન્યુઆરીના રોજ થોળ ગામે આવેલ ફાર્મ હાઉસમાં સ્નેહ મિલનનું તથા શાકોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સર્વ સંતોએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ પ્રસંગે મોટી સંખ્યામાં ઉપસ્થિત ભક્તજનોએ સત્સંગનો લાભ લીધો હતો.

## પ્રાગટ્ય મહોત્સવ, હરસુડા

સતધામ કબિર મંદિર હરસુડા ખાતે પરમ પૂજ્ય લક્ષ્મણદાસજી સાહેબની ૧૨૮ પૂણ્યતિથિ મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. આ મહોત્સવમાં સમાજ સેવાનાં અનેક કાર્યો કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા મોટી સંખ્યામાં ધર્મગુરુઓ ઉપસ્થિત રહ્યા હતા. અહીં કબિર મંદિર હજારો આદિવાસી લોકોને વિવિધ પ્રકારની સેવાઓ પૂરી પાડે છે.

## SGVP થર્ડ આઇ કાર્નિવલ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌ SGVP ઈન્ટરનેશનલ સ્કુલને ગૌરવપૂર્ણ પંદર વર્ષ પૂર્ણ થતા તા. ૧૦ થી ૧૨ જાન્યુઆરી દરમિયાન SGVP થર્ડ આઇ કાર્નિવલનું ભવ્ય આયોજન કરવામાં આવ્યું હતું. આ કાર્નિવલનું ઉદ્‌ઘાટન પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, જયંતભાઈ યાજ્ઞિક તથા જયદેવભાઈ સોનાગરા હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે વિદ્યાર્થીઓ, પેરેન્ટ્સ્‌ અને આમંત્રિત મહેમાનો ઉપસ્થિતિ રહ્યા હતા. આ પ્રસંગે આખા વર્ષ દરમ્યાન વિવિધ પ્રવૃત્તિઓમાં

સફળ થનારા વિદ્યાર્થીઓને સદ્‌ગુરુ સંતો તથા મહાનુભાવોના હસ્તે મેડલ અર્પણ કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે વિદ્યાર્થીઓએ વિવિધ શૌર્ય ભર્યા સાંસ્કૃતિક કાર્યક્રમો રજુ કર્યા હતા.

**SGVP** સંસ્થાના ત્રણ સ્થંભ સાયન્સ, સ્પોર્ટસ્ અને સ્પીરીચ્યુઆલીટીનું પોષણ કરનારો આ કાર્નિવલનો હેતું બાળકોમાં રહેલી વિવિધ ક્ષમતાઓ ખીલે, લીડરશીપ સાથે ટીમ વર્ક, સાહસિકતા વગેરેનો સર્વાંગી વિકાસ થાય એવો રહ્યો હતો. આ કાર્નિવલમાં સ્ટડી, સ્પોર્ટસ્ અને સ્પીરીચ્યુઆલીટીને લગતા વિષયોનું પ્રદર્શન, રોબોટિકસ અને એરો મોડલિંગ પ્રદર્શન, મેથ્સ-લેબ, વિદ્યાર્થીઓ દ્વારા વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમો, સંગીતનો રંગારંગ કાર્યક્રમ, ગુરુકુલ દર્શન કરાવતું મુવી, ફન રાઈડ્સ, યોગ્ય કારકીર્દિની પસંદગી માટે માર્ગદર્શન, આર્ટ ક્રાફ્ટ બુકનું પ્રદર્શન વગેરે અનેક વિધ કાર્યક્રમોનુ આયોજન કરવામાં આવ્યું હતું. દરેક પ્રદર્શન વિભાગ વિદ્યાર્થીઓએ સંભાળ્યા હતા.

## સ્વરાંજલિ કાર્યક્રમ, રાજકોટ

સમાજ સેવાના ઉદ્દેશથી પ્રસ્થાપિત રાજબેંક આજે હજારો લોકોની સેવા કરી રહી છે. રાજબેંકના સંસ્થાપક સ્વ. શ્રી રમણિકભાઈ ધામીની આ સેવા રંગ લાવી છે ત્યારે તેઓની પ્રથમ પુણ્યતિથિ નિમિત્તે તારીખ ૧૧ જાન્યુઆરીના રોજ સ્વરાંજલિ કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ કાર્યક્રમમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ઉપસ્થિત રહી રમણિકભાઈ ધામીના સેવાકાર્યોને વધાવ્યા હતા. આ પ્રસંગે ગુરુકુલના ટ્રસ્ટી શ્રી મધુભાઈ દોંગા તથા અન્ય શ્રેષ્ઠીઓ ઉપસ્થિત રહ્યા હતા.

## ગુરુકુલ પરિવારનું સ્નેહ મિલન

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે તારીખ ૧૨ જાન્યુઆરીના રોજ ગુરુકુલ પરિવારનું સ્નેહમિલન યોજાયું હતું. જેમાં મોટી સંખ્યામાં દેશ વિદેશના ભાઈ-બહેનો ઉપસ્થિત રહ્યા હતા.

સ્નેહ મિલનની શરુઆત ભગવાન શ્રી સ્વામિનારાયણ તથા સદ્‌ગુરુ સંતોના પૂજન સાથે થઈ. સંત પૂજન બાદ પાર્ષદવર્ય શ્રી શામજી ભગતે ગુરુકુલમાં સેવા કરનારા સંતો તથા સમર્પિત સેવકોના વિશિષ્ટ ગુણો, કૌશલ્ય તથા સેવાની માહિતી આપી.

ત્યારબાદ શાસ્ત્રી શ્રી ભકિતવેદાંતદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી વેદાન્તસ્વરુપદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી ભકતવત્સલદાસજી સ્વામીએ અનુક્રમે સ્મરણ, સેવા, સદ્‌વિદ્યા અને સમર્પણ વિષય ઉપર પ્રેઝન્ટેશન સાથે ગુરુકુલ પરિવારના આદર્શ સભ્યના જીવન લક્ષી વિસ્તૃત સમજણ આપી હતી.

આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ ગુરુકુલ પરિવારને સંબોધતા જણાવ્યું હતું કે, 'આપણે જ્યારે ગુરુકુલ પરિવારના છીએ ત્યારે ગુરુકુલ પરિવાર એટલે સદાચાર અને સંસ્કારયુકત શિક્ષણને પ્રેમ કરનારો પરિવાર, ગુરુકુલ પરિવાર એટલે ભગવાન શ્રી સ્વામિનારાયણના સર્વજીવહિતાવહ સંદેશાઓ અને મૂળભૂત સિદ્ધાંતોને પૃથ્વી પર ફેલાવનાર પરિવાર, ગુરુકુલ પરિવાર એટલે નિષ્ઠાવાન, નિર્વ્યસની અને હિન્દુ સનાતન ધર્મના મૂલ્યોને વરેલો પરિવાર.'

આ આ ઉપરાંત પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી, પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી, પરમ પૂજ્ય શ્રીહરિદાસજી સ્વામી તથા પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ સહું પરિવારજનોને પ્રેરણાદાયી વાતો કરી હતી. લક્ષ્મણભાઈ આદ્રોજાએ ગુરુકુલના પ્રારંભમાં સદ્‌ગુરુ પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી તથા પૂજ્ય જોગીસ્વામીએ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને આપેલ સહયોગની વાતો કરી હતી. આ પ્રસંગે હાસ્યકલાકાર જગદીશભાઈ ત્રિવેદીએ પ્રાસંગિક ઉદ્‌બોધન કર્યું હતું.

## ધનુર્માસ કથા

**અમદાવાદ ગુરુકુલ :-** પવિત્ર ધનુર્માસમાં કથા શ્રવણનો ઘણો મહિમા કહ્યો છે ત્યારે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે ધનુર્માસમાં દરરોજ સવારે કથાશ્રવણનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી મુનિવત્સલદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી ધર્મવત્સવદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય વિશ્વવિહારીદાસજી સ્વામીએ આદર્શ ભક્તગાથા

અંતર્ગત શ્રીજી મહારાજના આદર્શ ભક્તોના જીવન ચરિત્રોનું શ્રવણ કરાવ્યું હતું. ઉપરાંત પાર્ષદવર્ય શામજીભગતે વચનામૃતના આધારે કથા શ્રવણનો લાભ આપ્યો હતો.

**SGVP :-** છારોડી ગુરુકુલમાં સહજાનંદમ્ ખાતે સંતો તથા ઋષિકુમારોની સભામાં શાસ્ત્રી શ્રી કુંજવિહારીદાસજી સ્વામીએ શ્રીમદ્ સત્સંગિભૂષણની પાવનકારી કથાઓનું શ્રવણ કરાવ્યું હતું. તથા ધર્મજીવનમ્ હોસ્ટેલમાં નિવાસ કરતા વિદ્યાર્થીઓને શાસ્ત્રી શ્રી ધર્મવત્સદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી મુનિવત્સલદાસજી સ્વામીએ મહારાજની બાળલીલાઓનું રસાળ શૈલીમાં શ્રવણ કરાવ્યું હતું.

આ ઉપરાંત ગુરુકુલમાં વસતા વિદ્યાર્થીઓનો સર્વાંગી વિકાસ થાય એવા શુભ હેતુથી ધનુર્માસ અંતર્ગત SGVP ના મુખ્ય ત્રણ સ્થંભ સ્ટડી, સ્પોર્ટસ્ અને સ્પીરીચ્યુઆલીટીને લગતા વિવિધ આયોજનો થયા. જેમાં મહાવિષ્ણુયાગ, મહાપૂજા, મંત્રલેખન, નરનરાયણદેવની પદયાત્રા, ફલકૂટોત્સવ, તુલસી વિવાહ જેવા વિવિધ ધાર્મિક આયોજનો, શેરડી ઉત્સવ, બોર ઉત્સવ, ફ્રુટ ઉત્સવ જેવા ઉત્સવો તથા ફૂટપાથ ઉપર કડકડતી ઠંડીમાં ઠુઠવાતા ગરીબોને ધાબળા વિતરણ, હોસ્પીટલમાં ગરીબોને ફળ વિતરણ, અનાથાશ્રમ તથા અંધ-અપંગ શાળામાં સહાય, ગૌશાળામાં ગાયોને ઘાસ વિતરણ જેવા સામાજિક આયોજનો, ઉપરાંત SGVP મેરેથોન દોડ, વિવિધ રમતોની સ્પર્ધાઓ જેવા આયોજનો પણ થયા. આ સર્વ આયોજનોમાં વિદ્યાર્થીઓ સ્વયં પોતાની મરજી પ્રમાણે યોગદાન આપી જોડાયા હતા.

## શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિદ્યાલય ઉદ્‌ઘાટન

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દ્વારા સ્થાપિત શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે છાત્રાલયમાં ૪૦ વર્ષથી વિદ્યાર્થીઓ અભ્યાસ સાથે સંસ્કાર મેળવી રહ્યા છે. આ વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ માટે ગુરુકુલમાં જ વ્યવસ્થા થાય એવા શુભ હેતુથી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની આજ્ઞાથી તથા પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીના માર્ગદર્શન પ્રમાણએ ગુરુકુલમાં જ વિદ્યાલયનો પ્રારંભ કરવામાં આવ્યો, જેનું નૂતન ભવન તૈયાર થતાં મકરસંક્રાંતિના શુભ અવસરે નૂતન વિદ્યાલય ભવનનું ઉદ્‌ઘાટન પરમ પૂજ્ય સદ્‌ગુરુ સંતોના હસ્તે કરવામાં આવ્યું. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ નૂતન શાળા નિર્માણમાં સેવા કરનાર સંતો તથા આચાર્ય શ્રી સૂર્યકાંતભાઈને આશીર્વાદ પાઠવ્યા હતા તથા સર્વ વિદ્યાર્થીઓને પ્રેરણા આપી હતી. આ વિશાળ અને આધુનિક સુવિધાઓથી સજ્જ વિદ્યાલયમાં ધોરણ ૯ થી ૧૨ ના વિદ્યાર્થીઓ અભ્યાસ કરી સંસ્કારો મેળવશે.

## સદ્‌ગુરુ વંદના સ્મૃતિ મહોત્સવ, ગઢપુર

અ. નિ. સદ્‌ગુરુ ભંડારી શ્રી મોહનપ્રસાદદાસજી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં તારીખ ૧૦ થી ૧૬ જાન્યુઆરી દરમિયાન ગુરુકુલના સન્નિષ્ઠ સેવક ડૉ. શ્રી વિપુલભાઈ દેવજીભાઈ ચોડવડીયા પરિવારના યજમાન પદે 'સદ્‌ગુરુ વંદના સ્મૃતિ મહોત્સવ' ખૂબ જ ધામધૂમથી ઉજવાયો. મહોત્સવના પ્રારંભે પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોના હસ્તે દીપ પ્રાગટ્ય થયું.

આ મહોત્સવમાં શાસ્ત્રી શ્રી શાંતિપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને શ્રીમદ્ ભાગવતની પાવન કથાઓનું આયોજન કરવામાં આવ્યું હતું. આ ઉપરાંત દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજી તથા ઋષિકુમારોએ સૌપ્રથમવાર ગોપીનાથજી મહારાજનું ભવ્યાતિભવ્ય રાજોપચાર પૂજન, પુષ્પયજ્ઞ તથા શ્રી વાસુદેવનારાયણ યજ્ઞ ખૂબજ ભક્તિભાવ પૂર્વક કર્યો હતા. આ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ઉપસ્થિત રહી જણાવ્યું હતું કે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા પૂજ્ય ભંડારી મોહનપ્રસાદદાસજી સ્વામીને પરસ્પર ખૂબ જ આત્મિયતા હતી. ગુરુકુલ પરિવારના સદ્‌ભાગ્ય છે કે આજે સાક્ષાત શ્રીજી સ્વરુપ ગોપીનાથજી મહારાજનું રાજોપચાર પૂજન, પુષ્પયજ્ઞ વગેરે સેવા કરવાનો લાભ મળ્યો. સુપુત્રો શ્રી વિપુલભાઈ, શ્રી મુકુંદભાઈ, પિતાશ્રી દેવજીબાપા વગેરે ચોડવડીયા પરિવારે આ મહોત્સવના યજમાનપદે રહી પોતાના જીવનને ધન્ય બનાવ્યું છે.

આ સમગ્ર મહોત્સવ પાર્ષદવર્ય શ્રી ભાણજીભગત, પાર્ષદવર્ય શ્રી દેવશીભગત, પાર્ષદવર્ય શ્રી રમેશભગતની પ્રેરણાથી તથા કો. શા. શ્રી ઘનશ્યામવલ્લભદાસજી સ્વામી, બ્ર. સ્વામી શ્રી જ્ઞાનપ્રકાશાનંદજી, શ્રી એસ.પી. સ્વામી તથા સમસ્ત ટ્રસ્ટીબોર્ડના સહકારથી ઉજવવામાં આવ્યો હતો.

## શ્રદ્ધા સુમન

**અ.નિ. પરમ પૂજ્ય સદ્‌ગુરુ ગોવિંદપ્રસાદદાસજી સ્વામી :-** ગઢડા પ્રદેશના આગેવાન અને ભગવદ્દ પરાયણ

પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી ગોવિંદપ્રસાદદાસજી સ્વામી ૮૫ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. ખૂબ જ નાની ઉંમરે દીક્ષા લઇ પોતાનું સમગ્ર જીવન સત્સંગની સેવામાં સમર્પિ દીધુ હતું. કાશીમાં સંસ્કૃતના અભ્યાસ બાદ કથાવાર્તાની પોતાની આગવી શૈલીથી કથાવાર્તા કરી ભક્તોને ખૂબ રાજી કર્યા હતા. અયોધ્યા, બદ્રીનાથ, જયપુર, ન્યુઝર્સી, બોટાદ વગેરે મંદિરોમાં રહી સ્વામીજીએ મંદિરોનો ખૂબ વિકાસ કર્યો હતો. ખૂબ મોટા વ્યવહારોમાં રહેવા છતા પોતે વ્યવહારથી અલીપ્ત રહ્યા હતા. પોતાનું શેષ જીવન ગોપીનાથજી મહારાજના સાનિધ્યમાં વિતે એ માટે સ્વામીજી ઘણો સમય ગઢપુરમાં રહ્યા અને તારીખ ૨૩ ડીસેમ્બરના રોજ સ્વામિનારાયણ ભગવાનનું સ્મરણ કરતા થકા વહેલી સવારે અક્ષરવાસી થયા. તેઓના અક્ષરવાસથી સત્સંગને આવા નિસ્પૃહી સંતની ખોટ પડી છે. મહારાજ આ પવિત્ર આત્માને પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા તેમના શિષ્ય મંડળના ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ.નિ. પરમ પૂજ્ય સદ્‌ગુરુ ભક્તિકેશવદાસજી સ્વામી :-** ગઢડા પ્રદેશના આગેવાન અને નાહિયેર ગુરુકુલના

સંસ્થાપક પરમ પૂજ્ય સદ્‌ગુરુ ભક્તિકેશવદાસજી સ્વામી ૭૮ વર્ષની ઉંમરે તારીખ ૨૩ ડીસેમ્બરના રોજ ગઢપુરધામ ખાતે અક્ષરવાસી થયા છે. પૂજ્ય સ્વામીજીએ માત્ર ૧૪ વર્ષની નાની ઉંમરે દીક્ષા ગ્રહણ કરી પોતાનું જીવન સત્સંગની સેવામાં જોડી દીધુ હતું. ઉકા ખાચર જેવી તેઓની સેવા ભક્તિ અને ભગવાનની મૂર્તિમાં અખંડ વૃત્તિ રાખવાનું તાન એમના જીવનનું વિશિષ્ટ પાસું હતું. તેઓનું તપસ્વી જીવન સહું કોઇને આકર્ષતું. તેઓએ ગઢપુર, જૂનાગઢ, વડતાલ વગેરે દેશોમાં ૪૦ જેટલા મંદિરોનું નિર્માણ તથા ઘણાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરી દેવને અર્પણ કરી દીધા હતા. પોતાનો જ્યા નિવાસ હોય તે મંદિરમાં રોજ વહેલા ઉઠી નિત્યવિધિથી પરવારી મંદિરને વાળવું તથા પોતાં કરવાની સેવા તેઓએ આજીવન કરી હતી. સેવા અને સ્મરણથી મઘમઘતું પૂજ્ય સ્વામીજીનું જીવન સૌ કોઇ માટે પ્રેરણાદાયી રહ્યું હતું. પૂજ્ય સ્વામીજીના અક્ષરવાસથી પુરાએ સત્સંગને શ્રીહરિમાં હેતવાળા સંતની ખોટ પડી છે. ભગવાન સ્વામિનારાયણ તેઓને પોતાના સુખે સુખીયા કરે તથા તેમના સંતમંડળને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી રામજીભાઇ ખેતાણી :-** ગામ

સુખપુર નિવાસી ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર પ. ભ. શ્રી રામજીભાઇ અક્ષરવાસી થયા છે. રામજીભાઇએ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા મોટા સંતોનો ખૂબ જ રાજીપો મેળવ્યો હતો. શ્રીહરિ અને સંતોમાં અતિ હેતવાળા રામજીભાઇના ધામમા જવાથી સત્સંગને ખૂબ જ મોટી ખોટ પડી છે. રામજીભાઇના આત્માને મહારાજ પોતાની મૂર્તિનું અખંડ સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી મનજીભાઇ, રવજીભાઇ, હરજીભાઇ વગેરેને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી ધનજીભાઇ સામજીભાઇ હિરાણી :-** ગામ ભારાસર

નિવાસી પ.ભ. શ્રી ધનજીભાઇ ૭૮ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. ધનજીભાઇએ પોતાનું સમગ્ર જીવન સત્સંગ તથા સમાજની સેવામાં ચંદનની જેમ ઘસી

નાખ્યું હતું. ધનજીભાઈનો આખો પરિવાર સારો સત્સંગ રાખી શ્રીહરિનું ભજન કરે છે. તેઓનો આખો પરિવાર ગુરુકુલ સાથે વર્ષોથી જોડાયેલો છે. શ્રીજી મહારાજ ધનજીભાઈના આત્માને શાંતિ આપે તથા હીરજીભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પરમ ભગવદીય શ્રી મીનુ ચન્દ્રકાંતભાઇ મહેતલીયા :-** ગઠાળીના આંબાશેઠના વંશજ મુંબાઈ નિવાસી પ.ભ.શ્રી ચન્દ્રકાન્તભાઈ મહેતલીયાના સુપુત્ર મીનુભાઈ ૫૧ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. વ્યવહાર કુશળ મીનુભાઈનું જીવન સીધું-સાદું અને સત્સંગથી રંગાયેલું હતું. સમજણના અંગવાળા મીનુભાઈના અક્ષરવાસથી તેમના પરિવાર તથા સત્સંગને ભારે ખોટ પડી છે. સમસ્ત ગુરુકુલ પરિવાર મીનુભાઈના આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા તેમના પરિવારજનો શ્રી ચન્દ્રકાંતભાઈ, વત્સલ, મિલન વગેરેને ધીરજ અર્પે તેવી પ્રાર્થના કરે છે.

**પરમ ભગવદીય શ્રી ઇન્દ્રકાંતભાઇ અભેચંદભાઇ ગાંધી :-** મુંબઈ નિવાસી ગુરુકુલના સ્તંભ સમાન અભેચંદભાઈ ગાંધીના સુપુત્ર શ્રી ઈન્દ્રવદનભાઈ ૭૩ વર્ષની ઉમરે અક્ષરવાસી થયા છે. ઈન્દ્રકાંતભાઈનું સંપૂર્ણ જીવન એક સન્યાસી તરીકે સમાજ સેવામાં વિત્યું હતું. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના સેવાકાર્યોમાં તેઓને ભારે પ્રીતિ હતી. આ મુમુક્ષુ આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા તેમના પરિવારજનોને ધીરજ આપે તેની પ્રાર્થના.


**SGVP કેમ્પસમાં...**

**ઊનાળાના વેકેશનમાં અનોખું આયોજન...**

- સંસ્કાર અને સંસ્કૃતિ સભર વાતાવરણમાં...
- વિવિધ સ્પર્ધા દ્વારા કૌશલ્યને વિકસાવતા અનેક આયોજનો...
- સ્વીમીંગ, હોર્સ રાઈડીંગ તથા વિવિધ રમતોના મેદાનમાં...
- સંતોના દિવ્ય સાનિધ્યમાં બાળકોને સત્સંગ તથા સંસ્કૃતિના સંસ્કારો...
- સુશિક્ષિત બહેનો દ્વારા બાલિકાઓને સત્સંગની અનેરી તાલિમ...
- નાનપણથી જ જીવનને ઉત્કૃષ્ટ બનાવવાનો અવસર એટલે...

## સમર બાલ તથા બાલિકા સત્સંગ શિબિર

**તા. ૧/૫/૧૪, ગુરુવાર થી તા. ૭/૫/૧૪**

**(પ્રવેશ ફોર્મ ભરવા આવશ્યક છે.)**

**વિશેષ માહિતી માટે સંપર્ક : ૯૮૨૫૨૧૦૦૯૬/૩૮,**

**- પૂજ્ય શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી : ૯૮૨૫૩૧૫૦૩૦- પૂજ્ય શ્રી મુક્તસ્વરૂપદાસજી સ્વામી : ૯૦૯૯૦૯૨૫૫૬**


### હાર્દિક અભિનંદન

ગુરુકુલ પરિવારના સન્નિષ્ઠ સેવક મૂળ વિસાવદર, હાલ વડોદરા નિવાસી પ્રવિણચંન્દ્ર કોટકના સુપુત્ર શ્રી વિનિતકુમાર કોટક સી. એ.ની ફાઈનલ પરિક્ષામાં ભારતમાં ત્રેવીસમાં ક્રમાકે ઉતીર્ણ થયા છે. તેઓની આ સિદ્ધિ બદલ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વિનિતને શુભાશીર્વાદ પાઠવ્યા હતા. આ ઉપરાંત વિનિતે સી.પી.ટી.ની પરિક્ષામાં કેન્દ્રમાં પ્રથમ તથા આઈ.પી.સી.સી.ની પરિક્ષામાં ભારતમાં પાંચમો ક્રમ મેળવી સંતોના આશિર્વાદ મેળવ્યા હતા.

श्री स्वामिनारायण गुरुकुल विश्वविद्या प्रतिष्ठानम् (SGVP) ने आंगणे

પરમ પૂજ્ય અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં નૂતન હૉસ્પિટલનું ખાતમુહૂર્ત

# શ્રી જોગીસ્વામી હોલીસ્ટીક હેલ્થ સેન્ટર

**તારીખ : ૨ માર્ચ-૨૦૧૪, રવિવાર　　સવારે ૯:૦૦ કલાકે**

**આયુર્વેદ, એલોપથી તથા યોગના સમન્વય સાથે SGVPનું નૂતન સોપાન**
## ગુરુકુલ ગૌરવ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં એમ. એ, એમ. ફીલ. નો અભ્યાસ પૂર્ણ કરી હાલ દર્શનમ્માં જ પ્રાધ્યાપક તરીકે સેવા કરી રહેલા શાસ્ત્રી શ્રી નિરંજનદાસજી સ્વામીએ બનારસ વિશ્વહિન્દુ યુનિવર્સીટી ખાતે યોજાયેલ રાષ્ટ્રીય સ્પર્ધામાં ભાગ લીધો હતો. આ સ્પર્ધામાં સંપૂર્ણ શ્રીમદ્ ભગવદ્ગીતાને કંઠસ્થ કરી ભાષ્ય સાથે સમજાવવાની હતી. જેમાં નિરજંનદાસજી સ્વામીએ આખા ભારતમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરી સ્વામિનારાયણ સંપ્રદાય તથા સંસ્થાનું નામ રોશન કર્યું હતું. નિરંજનદાસજી સ્વામીની આ સફળતા બદલ સદ્ગુરુ સંતોએ શુભાશીર્વાદ પાઠવી શુભકામનાઓ વ્યક્ત કરી હતી.

## આગામી આયોજન

**તા. ૪/૨/૧૪, મંગળવાર :** વસંત પંચમી : પ્રાર્થના ભવનમાં વિરાજમાન ભગવાન શ્રી રામ, શ્રીશ્યામ તથા શ્રીઘનશ્યામ મહારાજનો ૮ મો પાટોત્સવ, અભિષેક પ્રારંભ સવારે ૬:૪૫ કલાકે, અન્નકૂટ દર્શન, શિક્ષાપત્રી પૂજન તથા શાકોત્સવ- ગુરુકુલ છારોડી,

**તા. ૮/૨/૧૪ શનિવાર :** શ્રીહરિ જયંતી : શ્રી નિલકંઠવર્ણી પયોભિષેક તથા રાજોપચાર પૂજન, સવારે ૬:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ

**તા. ૧૦/૨/૧૪ સોમવાર :** જયા એકાદશી : કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**તા. ૧૭/૨/૧૪ સોમવાર :** પરમ પૂજ્ય ગુરુદેવ સાસ્ત્રીજી મહારાજની ૨૬ મી પુણ્યતિથિ :
૨૪ કલાકની અખંડ ધૂન તથા સાંજે ૬:૩૦ કલાકે ગુણાનુવાદ સભા, મેમનગર ગુરુકુલ
(ગુરુદેવની પુણ્યતિથિ નિમિત્તે સૌ ભક્તજનોએ પોતપોતાના ઘરે ધૂન, મંત્રલેખન વગેરે ભજનના વિવિધ આયોજનો કરવા)

**તા. ૨૬/૨/૧૪ બુધવાર :** વિજયા એકાદશી : કીર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**તા. ૨૭/૨/૧૪ ગુરુવાર :** મહાશિવરાત્રી : શિવપૂજન તથા કીર્તનભક્તિ સાંજે ૬:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

# શ્રીમદ્ સત્સંગિજીવન કથાપારાયણ

**વક્તા :- પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી**

**તારીખ :- ૨ થી ૮ એપ્રિલ, ૨૦૧૪　　સ્થળ :- શ્રી સ્વામિનારાયણ મંદિર, ભુલેશ્વર-મુંબઇ**

**વિવિધ આયોજનો :-** કથા પ્રસંગે શ્રી લક્ષ્મીનારાયણ દેવનું રાજોપચાર પૂજન તેમજ શ્રી ઘનશ્યામ મહારાજ પ્રાગટ્યોત્સવ, હિંડોળા ઉત્સવ, દીપોત્સવ જેવા ઉત્સવો ઉજવાશે.

પંચામૃત મહોત્સવનું ઉદ્‌ઘાટન તથા મહોત્સવમાં ઉપસ્થિત પૂજ્ય સ્વામીજી તેમજ સદ્‌ગુરુ સંતો.

શાકોત્સવમાં ઉપસ્થિત પૂજ્ય આચાર્ય
મહારાજશ્રી તથા સંતો, હરિનગર-વડોદરા

સ્વરાંજલી કાર્યક્રમમાં ઉપસ્થિત પૂજ્ય
સ્વામીજી તથા મહાનુભાવો, રાજકોટ

વિશાળ સભાને સંબોધતા પૂજ્ય સ્વામીજી,
પૂણ્યતિથિ મહોત્સવ-હરસુડા

કથાના યજમાનશ્રીઓનું સન્માન કરતા
પૂજ્ય સંતો, અમદાવાદ ગુરુકુલ

1-2. Pujya Swamiji and honorable saints during the Inaugural session of Panchamrut Mahotsav
3. HH Acharya Maharaj Shree and Saints in Shakotsav, Harinagar – Vadodara
4. Pujya Swamiji and dignitaries in 'Swaranjali' Programme, Rajkot
5. Pujya Swamiji addressing the assembly at Punyatithi Mahotsav, Harsuda
6. Pujya saints honoured the Yajmans - patrons of Satsangi-JIvan Katha, Gurukul Ahmedabad

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

SGVP ખાતે યોજાયેલ ગુરુકુલ પરિવારના સ્નેહ મિલનમાં ઉપસ્થિત સંતો તથા ભક્તજનો.

નૂતન હોસ્પિટલના ઉદ્‌ઘાટન તથા શાકોત્સવ પ્રસંગે ઉપસ્થિત સંતો તથા ભક્તજનો, ફાટસર

સદ્‌ગુરુ વંદના સ્મૃતિ મહોત્સવમાં ગોપીનાથજી મહારાજનો પુષ્પાભિષેક તથા યજમાનોને આશીર્વાદ આપતા સંતો, ગઢપુર.

(1-2) Saints and devotees during Gurukul Parivar Sneh Milan, SGVP (3-4) Saints and devotees in inauguration of new hospital and Shakotsav, Fatsar (5-6) Divine Darshan of Pushpabhishek (shower of flowers) of Shree Gopinathaji Maharaj during 'Sadguru Vandana Smruti Mahotsav', Gadhpur and Saints honoring the Yajmans